બનામે ખુદા.

ધી પરશીયન એમેચ્યુઅર કલબ.

# ઊલ-ગંબરી.

ના ખેલનાં ગાયનો

---

રચનાર—"મહેર"

ગાયન રચનાર—"પેસી રુસ્તમજી કરાની" (સનમ)

---

આવૃતી પહેલી, નકલ ૨૦૦૦

---

છપાવી પ્રસીદ્ધ કરનાર,
પરશીયન એમેચ્યુઅર કલબના માલેક.
મેરવાન બી. ઇરાની.

---

ભુલેશ્વર પ્રીંટીંગ પ્રેસ.
ગુલાલવાડી ઘર નં. ૪૨ મુંબઈ—પ્રીંટર સખારામ ગુણાજી.

---

સને ૧૯૧૧

---

કીંમત બે આના.

# પ્રસ્તાવના.

એહુ જેહાનનો માલીક એક પાક પરવરતું,
હું ખાકી એક અદના બંદો કમતર હું.

પ્રીય વાંચનાર આયં માહરો નાટક "ઉલગબરડી" મરહુમ મી. એદલજી ખોરીના અસલના એક નાટક ઉપરથી ઘણુંાજ ઘટતા ફેરફાર સાથે પ્રજા સનમુખ જાહેર કીધોય. માહરે કબુલ કરવું જોઇયે કે કેટલાક સીનો અને પશંદ પરીયાથી એમબા એમ મુકયાં છે.

એ નાટકનો પ્લૉટ પહેલાં મેં મારા ખેરખાહ મીત્ર "મશરેક" ને હમારી કલબને વાસતે લખવા આપીયો હતો. તે ભાઇએ કસી હાંસલ વગર લખી આપવાને બંધાયા હતા. પણ પાછલથી હમારી પાસે મોહડુ દામ માંગીયું હતું તે મેં આપવાને દરશ્રે વીચારીયું નહીં અને એવણુ ભાઇની ઑાફરને સાફ ના પારી હતી. ... પછી માહરે કાને વાત આવી કે એ નાટક ચોકસ નાટક કંપનીને લખી આપીયો છે. અને તે કંપની થોરા વખતમાં સ્ટેજ કરનાર છે.

પ્રીય વાંચનાર ત્યારે મને ખુદરતીજ ચટપટ થઇ કે એ નાટક માહરે સુધારા વધારા સાથે લખવો અને જેમ બને તેમ જલદી સ્ટેજ કરવો. તેમાં ખુદરતના ખાવીંદે મને આજે ફતેહ આપીય. એ નાટકમાં અસંખ્ય ખામીઓ જોવામાં આવસે તે પર નુકતેચીની ન કરતાં હેશાનની નજરથી દરગુજર કરવાને આગ્રહ કરંછું.

આ ખેલમાં ગવાતા ગાયનો મારા મીત્ર મી. પેસી રતનજી કરાણીએ કસી હાંસલ વગર જોડી આપીયાછે. તેમજ મી. પીરોશા. બી. ભરૂચાએ પોતાનો કીંમતી વખત રોકી ગાયણો બેસારવામાં જે જહેમત લીધાય તેથી બંને બીરાદરોનો આભારી છું.

છેલ્લે માહરા ઍમેચ્યુઅર બીરાદરોનો ઉપકાર માની પ્રસતાવના ખતમ કરૂંછું.

તા. ૧ સપ્ટેમ્બર — બી. મેરવાંન બી. ઇરાંની.

મુંબઇ.

# આબરૂદાર

એમેચ્યુઅર તરીકે પાર્ટ કરનારાઓને

# ખુશ ખબર.

જે સાહેબો એમેચ્યુઅર તરીકે પાર્ટ કરવા ચહાતા હોય તેઓએ નીચલે ઠેકાણે મલવાની. તસ્દી લેવી. હમારા કલબમાં ફી કસી રાખવામાં આવી નથી.

મેરવાન બી. ઇરાંની.

ફ્રેંટ એન્ડ પ્રોપ્રાયટરી સ્કુલ,

ધોબી તલાવ—મુંબઈ.

બનામે-ખુદા.

# દિલ ગબરડી

૧

તુંહી સરદાર સરજન હારા
થા કીરતાર મદદગાર
ગાવું ગુણો નીસદીન તારા—તુંહી.
આદમની હસ્તી પરપોટા
તું અમર ને યાદગાર.
સનમ મારા હૈયાનાં હારા—તુંહી.

---

૨

આહા થયો હું ખુશખુશાલ ઉડાવું મજાહ હું યાર
લાગો આબાદ તીર હવે થયો બેડો પાર
થશે પ્યારી દીલનવાઝ મુજપર નીસાર
મળશે પ્યારી મુંજને મારી થઇ ખુશી બીસ્યાર—યાર.

૪

( કોરસ )

હવે હું નાચી કુદી દોરી ધામી ખુબ મોજ કરૂં
અક્કર ડક્કરથી ફરૂં નહી હું કોઇથી ડરૂં
થયો હું શાદ થયો આબાદ અમન ચમન હવે કરૂં.

---

૩

થયો ફુલ ફુટાક વરી ટીમટરાક
મલું પ્યારીને—હાંરે મલું પ્યારીને—મલું મારી પ્યારિને.
મારા જીગરની હુર
મારી આંખોનું નુર
મારા મંદીરની મુરતી ગણું
તુંને તો મારા મંદીરની મુરતી ગણું
કયારે વાગશે દશ મલું જાનીને બસ
હવે તો આશા ફલી મારા દીલની
કરશ હું ચમન ખુબ વાહ વાહ—મલું.

---

૪

ઉસ્તાદ મારી છે તું પ્યારી જોઇ તુંજને મગન થાવું રે
તારી ચાલ—ધાલ જોઈ—મોહી તુજપર વારી જાવું રે.

મારા જીગરનાં પ્યારા આંખોનાં તારા છું હું દાસી તારીરે
એ આ જાંન તુજપર નીસાર કરૂં અય યાર
પ્યારા દીલદાર પ્રીતે વધાવું રે—ઉસ્તાદ.



૫

જોઇ સુરત જીવ હરખાય મુજ પ્યારા
દીવસ રાત જીવ જલાવે યાદ તારી
નહીં ચયન આવે તુજવીન મુજ પ્યારા--જોઇ.
જોઇ સુરત તારી લાગી મોહિની ભારી
કરૂં સદકે આ જાન તુજપર ઓ પ્યારા—જોઈ.



૬

કરી ધાંધલ ધરપચ ગરબર સરબરથી હું ઘેર ગજાઉં,
વલી ઉલટ સુલટથી માંડી બાજી ખુબ હું ધુમ મચાઉં;
ચાહું જેને હું પકડીને ખુબ ચકકરમાં ચકરાઉં,
ઉલગબરદીમાં ભલા ભલાને ઉલ્લુ બનાઉં.

( કોરસ. )

ફાટા ફાટ—માંથા હાથ ખુબ મચાવું તરખાટ,
જયા હું જાવું—ત્યાં બતાવું મારી મદારીની જાત.

ડરૉપ.

૭

મરદ જો રાખે વ્હેમ જરી
તો તે કદી—થાય નહીં—સુખી
વ્હેમ બુરૂં છે જહેર
પલભરમાં કરશે પાયમાલ
વહેમી સદા—ખાશે ખતા—થાશે બહુ દુઃખી
રાખે નહીં જે નર
નારીપર કંઇબી વિશ્વાસ
જાણોતે—જગમાં છે—મુર્ખાનો મુખી—મરદ.

---

૮

મારા મનમાં વસેલા રસીલા ઓ પ્યારા
જીગરનાં સરદાર—ઓ પ્યારા
યાર તારી આંખોથી દીલડું વિંધાયું
જીગરેથી વહે લોહિ નવધાર—પ્યારા
સનમ મારા દીલનો તું રોશન ચીરાગ છે
વગર તારા લાગેચ બધું અંધકાર—પ્યારા

---

૯

જોઇ વફાદારી તારી આ જીવ બહુ હરખાય
હરખથી મુંજ છાતી આ ગજ ગજ ફુલાય

છે તું માલીક દીલનો મારા લાખમાં નેક એક
નહીં હું ચાહું કોઇને ભલે આવે અનેક
પ્રીતી તારી આ દીલથી નહી કેદી ભુલાય—હરખથી.

———

૧૦

ખુબ મચાવી ધુમ હવે થયું બધું તમામ
જોવાનું બાકી રહયુંચ આવેચ શું અંજામ
થાય નહીં જો કોઇથી કીધાંચ એવાં મેં કામ
ઉસ્તાદનો ઉસ્તાદછું મહેલ્લી છે મારૂં નામ
કીધું ઉપર નીચે બધું ન કરૂં ટોપસી હરવી
ફેરવયું ગોલ ગોલ જેમ ટોપસી હરવી
રહયુંચ થોરૂં બાકી હવે કરૂંચ તેબી પુરૂં
નહિ હું રાખશ કંઇબી રહેજ અધુરૂં—ખુબ.

ડરૉપ.

૧૧

જુવો મારો દૌર આ જુવો મારો તૌર આ
કેવો છું એશકોને ફાંકડો જવાંન
જ્યાં બસ હું જાઉં ત્યા બસ મચાવું
પ્યાર અને મોહબતનું કંઇ તુફાંન
જુવો મારા બુટ આ જુવો મારો સુટ આ
કેવો છું હું ટૉપ–ટુ–બોટમ અપં–ટુ–દેટ તમામ
જુવો મારી અકકડ–કેવો છું હું ફકકડ
કેવો છે એરીસ્ટો કેટીક મારો દમાંમ.

( કોરસ. )

જોઇ મારી સુરત કોઇ એકદમ ચકકર ખાયચ.
જોઇ મારી સુરત કોઇ એકદમ ગબરી જાયચ.
જોઇ મારી ટપ–ટૉપ ને કચં કંઇઓ હરખાયચ.
જોઇ મારી બ્યુટી કોઇ. એકદમ બેહોશ થાંયચ.

---

૧૨

તુંજ નૈનો મતવાલા જાઈ લાગોરે તીર
દીલનો દીલજાન ગોરૂં ગોરૂં તુજ મુખ

આપે સુખ ભુખ મુજ મન આવે ધીર
મીસ્લે માટનાબ તારી મોહીની મુરત
જોઇ જોઇને સુકાય શરીર–તુજ.

---

૧૩

મલી જોડી લયલી મજનુંની ખુબ રસથી ભરેલી રંગેલી
પ્યારો તું મારો આદીલથી અજીઝ છે–મલી.
જોઇ દીદાર તારા ખોહયાચ મેં હોશ મારા
થયું મુજ તનમન ઘાઈલ
જોઈ જાવું વારી વારી સુરત તારી પ્યારી પ્યારી–મલી.

( શએર )

ભમર ગુંજે કમલપર બુલબુલ ભમે ગુલ પાસ;
બુલબુલ ન ચહાય કમલને ભમરને નહી ગુલની આસ.

તમામ શુદ.

સર અવસર અને

તહેવારોમાં

એસકી બનવા જતાં ફસી પડી પૈસાના
બરબાદી કીધા આગમજ કાલબાદેવી
પ્રીનસેસ સ્ત્રીટના નાકે

# ડી. વાડીલાલની કું૦

ની દુકાનની વીઝીટ કરશો તો ખાત્રી થશે
કે દરેક જાતનાં ગરમ, સુતરાઉ અને ફેનસી
કાપડની નવી ડીઝાઇનો તેમજ કટની
જાણીતી શોપના અનુભવી કટરો અને બેહદ
સસ્તા ભાવો માટે હમો કેટલા મગરૂર છીએ.

**રવીવારે દુકાન ખુલી રહે છે.**

ટેલીફોન નંબર ૧૨૫૦